# 18. સુભાષિત

સુભાષિત એટલે સરસ રીતે કહેવાયેલો નીતિવિચાર. સુભાષિતો બોધપ્રેરક હોય છે. તેમાં અનુભવનો નિચોડ હોવાથી તેમાંથી પ્રેરણા અને પ્રોત્સાહન મળે છે. અહીં સુભાષિતોમાં માનવજીવન માટે જરૂરી મૂલ્યોની વાત વિવિધ ઉદાહરણો દ્વારા કરી છે.

અહીં પહેલા સુભાષિતમાં પૃથ્વી, આકાશ અને પ્રેમના ઉદાહરણ દ્વારા પોતાના આપબળનું મહત્ત્વ દર્શાવ્યું છે.

**1.** **પૃથ્વી સમું નહિ બેસણું, આભ સમું નહિ છત્ર;**
**પ્રેમ સમી નહિ માધુરી, આપ સમો નહિ મિત્ર.**

અહીં બીજા સુભાષિતમાં મીઠી વાણીનો મહિમા ગવાયો છે. પોપટ અને કોયલના ઉદાહરણ દ્વારા ઓછું અને મધુર બોલવાની વાત કરી છે.

**2.** **પોપટ કોયલ બોલે થોડું પણ લાગે ભલું;**
**વૃથા ગુમાવે તોલ બહુ બોલીને દેડકાં.**

અહીં ત્રીજા સુભાષિતમાં સતત પ્રયત્ન કરીને આગળ વધવાની વાત થઈ છે. જેમ ભણીને આગળ વધતાં પંડિત થવાય છે, લખતાં-લખતાં લહિયા થવાય છે, તે જ રીતે થોડું-થોડું ચાલતાં લાંબો પંથ કપાય છે.

**3.** **ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય;**
**ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.**

અહીં ચોથા સુભાષિતમાં મિત્રતાનો મહિમા ગવાયો છે. વેરના બદલે વેર રાખવાથી વેર શમતું નથી. પાપ સામે પાપ કરવાથી પાપ ટળતું નથી. મિત્રતાથી જ આ સર્વનું નિવારણ થાય છે.

**4.** **શમે ના વેર વેરથી, ટળે ના પાપ પાપથી;**
**ઔષધ સર્વ દુ:ખોનું, મૈત્રીભાવ સનાતન.**

અહીં પાંચમા સુભાષિતમાં પરોપકારની વાત રજૂ થઈ છે. જેમ ધૂપસળી પોતાની જાતને બાળીને સુવાસ ફેલાવે છે, તેમ છતાં પોતે મુશ્કેલી સહન કરીને બીજાને સુખી કરે છે.

**5. જલાવી જાતને ધૂપ, સુવાસિત બધું કરે;**
**ઘસી જાતને સંતો, અન્યને સુખિયાં કરે.**

### ● ટિપ્પણ

**સમું** સરખું **બેસણું** બેઠક **આભ** આકાશ, નભ **છત્ર** રક્ષણ કરનાર, પાલક **માધુરી** માધુર્ય, મીઠાશ **વૃથા** ફોગટ **તોલ** (અહીં) કિંમત **લહિયો** લખવાનું કામ કરનાર માણસ **ગાઉ** આશરે સવા બે કિલોમીટર **પંથ** રસ્તો, મારગ **શમવું** શાંત થવું **ટળવું** દૂર થવું **ઔષધ** દવા **સનાતન** પ્રાચીનકાળથી ચાલ્યું આવતું **ધૂપ** સુગંધી દ્રવ્ય

### ● રૂઢિપ્રયોગ

**જાત ઘસવી** – બીજા માટે દુ:ખ વેઠવાં

### ● ભાષા-સજ્જતા

#### ● વિચારવિસ્તાર ●

કહેવત, કાવ્યની કોઈ સારી પંક્તિ કે કોઈના સુંદર ટૂંકા કથનમાં કંઈક અર્થ રહેલો હોય છે. આ અર્થ કે બોધને વિસ્તારથી સરળ ભાષામાં સમજાવવો એટલે જ વિચારવિસ્તાર.

ઘણીવાર આવી પંક્તિ ટૂંકી હોય છે. તેમાં એક પણ શબ્દ વધારાનો હોતો નથી. તેનો દરેક શબ્દ ઘણો મોટો અર્થ આપી જાય છે. આવી સુંદર પંક્તિમાં કંઈક ને કંઈક બોધ, સમજણ અને ડહાપણ રહેલાં હોય છે. તેને સમજીને જીવનમાં ઉતારવાથી તે આપણને વહેવારમાં કુશળ બનાવે છે, સારા માણસ બનાવે છે અને મનમાં આવેલા ખરાબ વિચારને હટાવે છે.

હવે વિચારવિસ્તાર કરવો હોય, તો આ રીતે કરી શકાય :

- પહેલાં એ પંક્તિને સમજી લેવી.
- વિચાર કરીને ત્રણ-ચાર મુદ્દા નક્કી કરી તેને નોંધી લેવા.
- પંક્તિમાં રહેલા વિચારને અનુરૂપ કોઈ પ્રસંગ, કોઈ વ્યક્તિ કે આવો જ વિચાર ધરાવતી કોઈ બીજી પંક્તિનું ઉદાહરણ શોધી લેવું.
- હવે આ મુદ્દાઓનો વિસ્તાર કરી, તેમાં ઉદાહરણ મૂકવું.

- મુદ્દા પ્રમાણે ફકરા પાડી સારા અક્ષરે લખી લેવું.
- લખાણ કર્યા પછી એક વાર ધ્યાનથી વાંચી જવું.

અહીં વિચાર-વિસ્તારના આદર્શ નમૂના આપ્યા છે.

**'આપણા ઘડવૈયા બાંધવ આપણે હો જી'** નો વિચારવિસ્તાર અહીં આપ્યો છે. પ્રયત્નો વડે જ આપણું જીવનઘડતર થાય છે. માનવી પોતે જ પોતાનો ભાગ્યવિધાતા છે - એ વાત અહીં સમજાવી છે.

**આપણા ઘડવૈયા બાંધવ આપણે હો જી.**

આ પંક્તિ આપણને વાંચવી ગમે છે, કારણકે એ વાંચતાં જ સમજાય છે : આપણા ઘડવૈયા આપણે જ છીએ. આપણા પ્રયત્નો વડે જ આપણું ઘડતર થાય છે. માનવી પોતે જ પોતાનો ભાગ્યવિધાતા છે. જીવનમાં આગળ વધવા માટે આપણે જ પરિશ્રમ કરવો પડે છે. કેવળ ભાગ્યને ભરોસે બેસી રહીએ, તો આપણા હાથમાં નિષ્ફળતા જ આવે છે. કહ્યું છે કે, ''સિદ્ધિ તેને જઈ વરે, જે પરસેવે નહાય.''

આપણે જ આપણો ઉદ્ધાર કરવાનો છે. જેને ખુદનો ભરોસો નથી, એને ખુદાનો ભરોસો શું કામનો ? આપણને આપણો વિકાસ કે ઘડતર કરવા માટે બધી જ શક્તિઓ મળેલી છે. આપણે તેનો યોગ્ય રીતે, સાચી દિશામાં ઉપયોગ કરવાની જરૂર છે. બીજાની શરણાગતિ છોડીને વ્યક્તિએ પોતાના પુરુષાર્થના બળે જીવનમાં આગળ વધવું જોઈએ. નિરાશ થઈ જવાથી કોઈ પણ કામમાં સફળતા પ્રાપ્ત થતી નથી. આપણો રસ્તો આપણે જ શોધી લેવો જોઈએ. એમાં પ્રયત્ન કરવાથી ચોક્કસ માર્ગ મળશે જ.

આપણે જ આપણા ઘડવૈયા બનીને આપણું ઘડતર કરવાનું છે. આટલી નાની પંક્તિ કેટલી પ્રેરણા આપી જાય છે !

## • અભ્યાસ

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો આપો :

1. મિત્ર કેવો હોવો જોઈએ ?
2. આપણે બીજા સાથે કેવી રીતે વર્તવું જોઈએ ?
3. આપણે ઓછું પણ સારું શા માટે બોલવું જોઈએ ?
4. આપણે લાંબો પંથ કાપવા માટે શું કરવું જોઈએ ?
5. મૈત્રીભાવને સર્વ દુ:ખોનું ઔષધ શા માટે કહ્યું છે ?
6. સંતપુરુષોનું જીવન કેવું હોય છે ?

## • સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :

1. આપણી જાતે કામ કરવાથી શો ફાયદો થાય છે ?
2. મીઠી વાણી માટે કોનાં ઉદાહરણ આપવામાં આવ્યાં છે ?
3. જીવનમાં મૈત્રીભાવનું શું મહત્ત્વ છે ?
4. સંતો અન્યને કેવી રીતે સુખી કરે છે ?

### 2. આટલું શોધો અને લખો :

1. પોતાની જાત (આપબળ)નો મહિમા દર્શાવતી કહેવતો કે પંક્તિઓ શોધીને લખો.
2. વાણીનો મહિમા દર્શાવતી કહેવતો કે પંક્તિઓ શોધીને લખો.
3. મિત્રતાનો મહિમા દર્શાવતી કહેવતો કે પંક્તિઓ શોધીને લખો.
4. અન્ય પાંચ સુભાષિતો મેળવીને લખો.
5. ગામ કે શાળાની દીવાલ પરથી તમને ગમતા પાંચ સુવિચાર લખો.

### 3. નીચેના શબ્દ ચોરસમાંથી આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો શોધો :

(પૃથ્વી, આભ, મિત્ર, પંથ, ઔષધ, સુવાસિત)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હે | મ | ગ | દ | વા | થા | યા | ન |
| સુ | ના | દી | પો | ક | મ | ગો | ભ |
| ભે | ર | સુ | લ | ની | રા | ખ | રી |
| સુ | રુ | પુ | ષ | પિ | ય | ની | ત્વી |
| ગં | શ | ગ | ધ | ર | તી | ણ | સુ |
| ધિ | ષ | ચં | ક | ના | લા | ટો | ભા |
| ત | લા | મ | ષા | રે | ળ | ર | સ્તો |

**4. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

| | | | | | |
|---|---|---|---|---|---|
| આભ | × | ______ | પાપ | × | ______ |
| મિત્ર | × | ______ | ફાયદો | × | ______ |
| વેર | × | ______ | સુખિયાં | × | ______ |

**5. નીચેનાં સુવાક્યોનો વિચારવિસ્તાર કરો :**

1. આપસમાન બળ નહિ, મેઘસમાન જળ નહિ.
2. પાણી અને વાણી વિચારીને વાપરો.

**6. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

વૃથા, છત્ર, કોયલ, વેર, ઔષધ, સુવાસિત, આભ, અંધકાર

**• પ્રવૃત્તિ**

1. 'દુહા'ની જેમ સુભાષિતોનું ગાન કરો.
2. સુવિચાર સંગ્રહપોથી બનાવો અને પ્રાર્થનાસભામાં સુવિચાર રજૂ કરો.
3. તમે એકઠાં કરેલાં સુભાષિતોમાંથી કોઈ પણ બે સુભાષિતો કંઠસ્થ કરી પઠન કરો.